કરસનદાસ માણેક

# કલ્યાણયાત્રી

આચાર્યશ્રી
કાકા કાલેલકરના પુરોવચન સાથે



નાલંદા પ્રકાશન
એન. એમ. ત્રિપાઠી લી૦
મુંબઇ ૧૯૪૫

# अभिनंदन


ઉમાશંકરે સને ૧૯૩૧ માં વિશ્વશાંતિનું ગાન ગાયું. એની પાછળપાછળ થોડા જ વર્ષોમાં વિશ્વવ્યાપી યુધ્ધનું મંડાણ મંડાયું ! એ ગાન ગાયાને આજે ચૌદ વર્ષો થયાં. આજે એ વિશ્વયુધ્ધ વિરામ તો પામ્યું છે. છતાં વિશ્વશાંતિની સ્થાપનાની આશા માનવીના ઉરમાં ઉગતી નથી. એવે વખતે શ્રી. કરસનદાસ માણેક કલ્યાણયાત્રીનું ગાન ગાય છે. કવિઓ ક્રાન્તદર્શી હોય છે. એમની આશા અને શ્રધ્ધા અખૂટ હોય છે. શ્રી. ઉમાશંકરે પોતાની કારકીર્દિના પ્રારંભમાં જ વિશ્વશાંતિ જેવું કાવ્ય રચ્યું. શ્રી. કરસનદાસે પોતાની પરિણત પ્રતિભાના દિવસોમાં કલ્યાણયાત્રીનું દર્શન કરાવ્યું છે. બન્ને એક એક વખતે વિદ્યાપીઠના વિદ્યાર્થી રહ્યા છે. બન્ને મારા આત્મીય છે. બન્નેના વિચારવિકાસનો અને પુરૂષાર્થની સાધનાનો હું સાક્ષી છું. આ યુગની શ્રધ્ધા અને અશ્રધ્ધાના પડઘા એમના વિચારોમાં પડેલા મેં જોયા છે પણ બન્નેની માંગલ્ય પ્રત્યેની શ્રધ્ધા અને નિષ્ઠા અડગ છે એ પણ મેં જોયું છે.

યુગાવતાર તરીકે સ્વીકારાયલા બાપુની પ્રવૃત્તિમાં બન્નેએ એક યા બીજી રીતે ભાગ લીધો છે. બન્ને એમની નજીકમાં પણ આવ્યા છે અને એમનાથી દૂર પણ ગયા છે. છતાં બન્નેને ગાંધીજીના યુગકાર્ય વિષે એકસરખી અટૂટ શ્રધ્ધા છે. શ્રી. ઉમાશંકરનું કાવ્ય ભવ્ય કલ્પનાનો એક નિબંધ છે. શ્રી. કરસનદાસનાં કાવ્યમાં ગાંધીજીના જીવનકાર્યનું સીધું દર્શન છે.— બન્ને કાવ્યો ગાંધીયુગની કવિતાની પ્રૌઢતાનાં પ્રતીક છે.

શ્રી. કરસનદાસે પોતાના ટૂંકા કાવ્યના ત્રણ વિભાગ કર્યા છે. જાણે ત્રિપદા ગાયત્રી.

ગાંધીજીની જીવનગીતાનું દર્શન કરતાં વેંત એમના પૂર્વ ઋષિ બુદ્ધ, ઇશુ અને કૃષ્ણ ત્રણેનું કવિ હૃદયને સ્મરણ થવાનું જ. શ્રી. કરસનદાસે પ્રથમ ભાગમાં ગાંધીજીનું શબ્દચિત્ર ઓછામાં ઓછા શબ્દોમાં આબાદ ચિતર્યું છે.

'પગમાં પુણ્યનું જોમ, ઉરે માનવતા વસી,
ધૈર્યદંડે તનુ ધારી જે કેત્રો જાય છે ધસી.'

આ શબ્દો સાંભળતાં વેંત ગાંધીજીનું પેલું કનુ દેસાઇવાળું ચિત્ર તરત નજર આગળ આખું ઉભું થાય છે. ગાંધીજીની જીવન-સાધનાનું ચિંતન કરતાં કરતાં કવિને થાય છે—

'સૃષ્ટિને સર્જતી વેળા સચ્ચિદાનંદને ઉરે
હતું જે સોણલું એક તેજ એને ઉરે સ્ફુરે!'

ગાંધીજીના જીવનકાર્યનું કહો કે યુગકાર્યનું કહો આના કરતાં વધારે સચોટ ચિત્રણ કયા શબ્દોમાં થઇ શકે? એક કલ્પને અંતે સૃષ્ટિકર્તાની એક કલ્પના સિદ્ધ થાય છે. એનું સ્વપ્નું સિદ્ધ થાય છે. પ્રચલિત યુગને અંતે વિશ્વનો કલ્પાંત થવાનો છે કે સર્જનહારની કલ્પના સિદ્ધ થવાની છે એ આજે સામાન્ય માનવી શી રીતે કહી શકે? પણ **'અનંત આશાનો દીપ ઉરે ધરી'** આગળ વધતા એ નવભીષ્મને એ વિષે કશી શંકા નથી. અને એનો પુરૂષાર્થ ગાનારા એ કવિઓને પણ એ વિષે શંકા નથી.

પંચમહાભૂતો પર આત્માનો વિજય સ્થાપિત કરનારા મહાત્માનું વર્ણન કરતી વખતે કવિને પંચમહાભૂતોની ઉપમા સૂઝે એ તદ્દન સ્વાભાવિક છે.

'ધરા શા ધીર ગંભીર, વ્યોમ શા વિપુલાત્મ છો,
ઉંડાણે ઉદધિ જેવા, તેજ શા શુદ્ધ છો તમે.'

આત્મવીર ગાંધીજીને ઉપમા આપવા માટે આથી ભવ્ય ઉપમા કવિને ક્યાંથી જડે. આ લીટી ફરીફરી વાંચતાં મનમાં વિચાર આવે છે કે કવિ જો ગાંધીજીને બાકી રહેલા વાયુ સાથે સરખાવત તો એમનું કેવું વર્ણન કરત?

એક બાજુ જગતનું માનવસંહારકારી વિશ્વયુદ્ધ અને બીજી બાજુ ગાંધીજીનું કલ્યાણકારી આત્મયુદ્ધ એ બે વચ્ચેનો ભેદ બતાવતાં કવિ ગાંધીજીને કહે છે :

'ઝુઝો છો જેમની સામે તેમનાં હિતને ચહો,
નિજ ને પરના ભેદો તમારે અંતરે નથી;
બન્ધુત્વ પ્રાણિ માત્રે એ ભાવના છે ઉરે ગુંથી
વિશ્વમાંગલ્યની ચિંતા સદાયે અંતરે વહો !'

જેમ થોડામાં થોડા શબ્દોમાં કવિએ ગાંધીજીના અંતરનું ચિત્ર આપણને આપ્યું છે તેમ આજની દુનિયાની આસુરી સંપત્તિનું વર્ણન પણ એટલા જ થોડા પણ સબળ શબ્દોમાં કવિએ આપણને આપ્યું છે.

'સત્તામાં સત્ય જોવાની આ અરાજકતા બધી
રાજ્યતંત્રે સમાજે ને ધર્મમાંયે થતી છતી.'

આનું જ વિશેષ વર્ણન કરતાં નીચેના શબ્દોથી કવિ આજની સંસ્કૃતિને નવાજે છે :

'લેખવે સ્વાર્થને ધર્મ, યથા શંખણીમાં સતી
દેખે કર્તવ્ય હિંસામાં, એવી આજની સંસ્કૃતિ !'

દશ વરસ પહેલાં આ પંક્તિઓ અતિશયોક્તિનો દોષ કરે છે એમ લોકો કહેત. આજે વિશ્વયુદ્ધને અંતે આમાં અલ્પોક્તિ જ છે એમ કહેવાનો વારો આવ્યો છે. આજે તો

'યુદ્ધો મોટાં, ઉરો નાનાં, વાસના વહ્નિ પ્રજવળ્યો,
બિન્દુમાં સિન્ધુનો ક્ષોભ, નિહાળી મેરૂ યે ચળ્યો !'

ઓછામાં ઓછા શબ્દોમાં આબાદ ચિત્ર ખડું કરવાની શ્રી. કરસનદાસની શક્તિ આ બે લીટીમાં પ્રકટ થાય છે.

'ધરા છે વિશ્વમાં શ્રેષ્ઠ, ધરામાં શ્રેષ્ઠ માનવી;
ને તેમાં આપણે શ્રેષ્ઠ—વિશ્વકર્તાતણી છવિ !'

સાર–અલંકારની આ બે લીટીઓ ગીતાના સોળમા અધ્યાયના અમુક શ્લોકોની યાદ કરાવે છે.

ફરી એક વાર કવિ ગાંધીજીને એમનું ઘડતર સંભળાવે છે :

'શ્રદ્ધા સ્રષ્ટા તણી લૈને, જનેતાની સહિષ્ણુતા,
મૃત્યુની વીરતા લૈને, લૈ આનન્ત્યની સ્વસ્થતા.'
'આસુરી શક્તિઓ કેરા એ વાવંટોળમાં તમે
ઉભા બાપુ, ઉરે જાપ જગન્માંગલ્યના રમે.'

વિશ્વયુદ્ધનો નિઃશેષ અંત આવ્યો; પણ વિજેતા મિત્ર રાજ્યોના હૈયાની બીક ઓછી નથી થતી. પરસ્પર ઇર્ષા, દ્વેષ, શંકા અને અવિશ્વાસ વધતાં જ જાય છે. માનવપાપોનું પ્રાયશ્ચિત કરવા ઉપડેલા વિજયી રાજ્યો નવા પાપોના સંકલ્પો ઝપાટાભેર સિદ્ધ કરવાની હોડમાં દોડવા લાગ્યા છે, એમ જોઇ નિરાશા અને નાસ્તિક થતી દુનિયાની દૃષ્ટિ બધા દેશોમાં ફરી વળી ગાંધીજી ઉપર ઠરે છે અને આશા કરે છે કે, વખતે અહીં ઉદ્ધારનો સુધાસંદેશ સાંપડશે. એ દૃશ્ય જોઇ ગાંધીજીને ઉદ્દેશી કવિ કહે છે:

'મહા સંહારથી ત્રાસ્યા જગની એક આશ છો;
અંધારે પંથ ભૂલેલી પૃથ્વીકેરા પ્રકાશ છો.
સ્વપ્ન છો નિદ્રિતો કેરૂં, બદ્ધોનું મુક્તિગાન છો.'

આખી દુનિયાની આજની આ સ્થિતિ જોઇ એના અમુક અમુક ચિત્રો વીજળીના ઝળકારાની પેઠે દાખવતું આ કાવ્યચિત્ર ગાંધીજીની વિભૂતિને નીચેના કવિ શબ્દોમાં નમીને વિરમે છે.

'સત્યનું કાવ્ય છો, બાપુ, કાવ્યનું સત્ય છો તમે!
ઝંખતી કાવ્યને સત્યે સૃષ્ટિ આ આપને નમે.'

ઇતિહાસ બાપડો ફોટોગ્રાફરના કેમેરા જેવો હોય છે. એની આંધળી આંખ બધું જ જુએ છે. કવિની આંખ દેખતી હોય છે. એને શું નિહાળવું અને શું છોડી દેવું એનો વિવેક હોય છે. તેથી જ એ જીવનકળાની પ્રતિનિધિ બની શકે છે. પુરસ્કાર અને તિરસ્કાર વિના કળા સંભવે જ નહિ. પ્રધાન વસ્તુ–મહત્વની વસ્તુ–આગળ ધરવી તે પુરસ્કાર; અને જે જે વસ્તુ ગૌણ છે, તુચ્છ છે, ક્ષણજીવી અને છીછરી છે તેની અગડંબગડંભરી ભીડ ખસેડવી એ તિરસ્કાર. ઇતિહાસ જ્યારે કેવળ બનાવોની નોંધણીરૂપ જ હોય ત્યારે તેને પુરસ્કાર–તિરસ્કારનું તંત્ર

સૂઝતું નથી. ઇતિહાસકાર જો કળાકાર પણ હોય તો તે આ તંત્રની મદદથી પોતાનું ચિત્ર જીવતું અને બોલતું કરે છે અને એ ચિત્રપટ દ્વારા જીવનનાં રહસ્યનો બોધ પ્રકટ કરે છે. પણ કળાકાર કવિને તો ઇતિહાસની એ વિગતોમાં પણ ઉતરવું પડતું નથી. એ તો માનવીના જીવતા અને ધગધગતા, જ્વાલામુખીના રસ જેવા અનુભવોમાંથી શાંતપણે બોધરત્નો ઉપજાવી કાઢે છે. આવા પાસાદાર, ચળકતા રત્નોમાં અનેક યુગોના અનુભવો પિણ્ડિત અને કેન્દ્રિત થએલા હોય છે. પછી એ શબ્દરત્ન વિવિધ વિભૂતિથી ચળકવાના છે.

એવાં રત્નો પ્રસવવાનું ભાગ્ય કવિઓનું હોય છે. તેથી જ એમને ક્રાન્તદર્શી કહે છે. કવિઓ શબ્દસૃષ્ટિના સ્વામી અને તેજવંશના વંશજો હોય છે, એમાં કોકની વિભૂતિ હીરાની હોય છે તો કોકની માણેકની, કોઇની પન્નાની હોય તો કોઇની નીલમની હોય. પણ બધા જ માનવ-ઉરની ગુફામાં પાકીને તૈયાર થએલા હોય છે. જેમ કાદવમાંથી કમળ ઉગે છે, ખાણની માટીમાંથી રત્નો નિપજે છે તેમજ જીવનની વાસ્તવતામાંથી ધ્યેયનિષ્ઠા, આધ્યાત્મિકતા અને માંગલ્યમયી આત્મ-વિભૂતિ પ્રકટે છે. કવિઓ આ અદ્‌ભુત કિમિયાની દૈવી પ્રક્રિયાના સાક્ષી અને ગાયક હોય છે. એ એમનો અધિકાર છે. એ અધિકારને યોગ્ય એવી દૃષ્ટિની શુધ્ધતા જાળવવાનો એમનો ધર્મ હોય છે. ભાગ્યશાળી યુગમાં પ્રભાવશાળી કવિઓ પાકવા જ જોઇએ એ સૃષ્ટિનો નિયમ છે.

મુંબઇ
૧૦ : ૯ : ૧૯૪૫

કાકા કાલેલકર

દૈવી સંપત્ મુક્તિ અર્પે અર્પતી દાસ્ય આસુરી

—ગીતા

# પીપળા

અંધારઘેર્યા જગમાર્ગ પે જો,
પ્રકાશકેરાં પગલાં કરંતો;
વાધી રહ્યો કો અવધૂત શાન્ત,
અમીટ મીટે જગને ભરંતો!

પગમાં પુણ્યનું જોમ, ઉરે માનવતા વસી,
ધૈર્યદંડે તનુ ધારી જો કેવો જાય છે ધસી!
પોણો સો વર્ષના ભારે દબાયા નિજ દેહની
દયા ખાવા જેટલીયે એને નીરાંત છે નહિ!

વાધે સદા રામનું નામ લેતો,
ઉરે ધરી દીપ અનંત આશનો;
વાયુ કદી હો અનુકૂળ શાન્ત,
ફૂંકાય વંટોળ જ વા વિનાશનો!

વસંતે વા, શિશિરે વા, વર્ષામાં, ગ્રીષ્મમાંહી વા,
વાધે છે સરખે વેગે યાત્રા એ નવભીષ્મની.

એની દૃષ્ટિ જડ જગતની ભીંત ભેદી રમે છે:
જ્યાં આત્માના અમર વિભવે પંચભૂતો શમે છે;
ઇન્દ્રિયોના પળસુખદ ને દુઃખદાયી સદાના,
જ્યાં ના હોયે રમણ, ભ્રમણો વામણા વાસનાના!

સૃષ્ટિને સર્જતી વેળા સચ્ચિદાનંદને ઉરે
હતું જે સોણલું એક તે જ એને ઉરે સ્ફુરે!

તે સ્વપ્ન છે મંગલ સૃષ્ટિ કેરું,
અખંડ જ્યાં સાત્વિક રાસ બ્રહ્મનો;
જ્યાં માનવી સર્જનહાર બેની
બની રહે બાન્ધવજોડલી કો!

માનવી માનવી સાથે સાધી સંવાદ સંચરે:
સર્જે આ વિશ્વમાં સ્વર્ગ, જેવું સ્રષ્ટાતણે ઉરે!
પરંતુ વિશ્વકર્તાના મનની મનમાં રહી,
ને ચાલ્યું વિશ્વ આખું આ અન્યકો મારગે વહી!

આવ્યો તે, ને નયન ભરીને દીઠું જ્યાં વિશ્વ એણે,
અશ્રુઓની સરિત વહી, તે રોકી રોકાય શેણે?
જ્યાં જુએ ત્યાં જલધિ ઉછળે દુઃખના ક્લેષના યે
સંતાપોના, હૃદયમળના, ઘોર વિદ્વેષના યે!

અસત્‌ને સત્યને ઠામે, જડ ચૈતન્યઆસને,
એણે આનંદને સ્થાને, દીઠું દુઃખ પ્રતિષ્ઠિત.

દીઠું એણે મનુજ બનિયો દાનવોથી ય દુષ્ટ:
થાવા ચાહે સકલ ભરખી યેન કેન પ્રપુષ્ટ;

'હું'ની વેદી પર સતત એ અન્ય સૌને વધેરે:
લીલા જ્યાં ત્યાં નરઅસુરની લોહીભીની જ લ્હેરે!

નીરખ્યું તેવું નાણ્યું ને, શીઘ્ર કીધો સુનિશ્ચય:
'જંપુ ત્યારે જ, હું જ્યારે કરૂં આ પાપનો ક્ષય'
પછી તો દાયકાઓ પે દાયકાઓ વીતી ગયા:
કાળના યે ઘસારાને, તમે બાપુ, જીતી ગયા!

જે હર્ષથી ભાર વહે યુગોનો
બનાવવા માનવી ભારમુક્ત,
તેની કને પોણી શતાબ્દિ કેરા,
સ્વલ્પાલ્પ આ ભારની શી વિસાત!

પરંતુ અધુરી યાત્રા હજુ યે બાપુ, આપની:
કો જાણે કેટલી બાકી પોઠો માનવ-પાપની.
બુદ્ધ ને ઇસુ ને કૃષ્ણ અને આપ સમા ચડ્યા,
આહુતિ બનીને, તોયે યજ્ઞ કાં અધુરા પડ્યા?

તે ધર્મક્ષેત્ર-કુરુક્ષેત્રથકી વહી જે
ગીતા-સુધા-સરિત પાર્થતણે નિમિત્તે
ને સારનાથમંહી જે થયું ધર્મચક્ર-
કેરૂં પ્રવર્તન તથાગતપુણ્યહસ્તે

પીયૂષ જે જિસસને મુખથી સર્યું, ને
પંકાયું જે ગિરિ-પ્રબોધતણે સુનામે:
તે સર્વ વિસ્મરણશીલ જગજ્જનોને
સંભારી દીધ, નિજ જીવનગીતગાને!

કંસથી અદકો દર્પ, અદકો મોહ મારથી,
હેરોદથી વધુ હિંસા, સામે ઝૂઝ્યા તમે મથી-

વીરના વીર્યથી ઝૂઝયા, કર્યાં કેસરિયાં સદા;
સ્થિતપ્રજ્ઞતણી શાંતિ છતાં ના વીસર્યા કદા!

ધરા શા ધીરગંભીર, વ્યોમ શા વિપુલાત્મ છો,
ઊંડાણે ઉદધિ જેવા, તેજ શા શુધ્ધ છો તમે!

ઝૂઝો છો જેમની સામે તેમના હિતને ચહોઃ
વિશ્વમાંગલ્યની ચિંતા સદાયે અંતરે વહો!

નિજ ને પરના ભેદો તમારે અંતરે નથીઃ
માનવી માત્ર બન્ધુઃ એ ભાવના છે ઉરે ગૂંથી!



લેખવે સ્વાર્થને ધર્મ : યથા શંખણીમાં સતી,
દેખે કર્તવ્ય હિંસામાં : એવી આજની સંસ્કૃતિ!
જુએ સાફલ્ય આયુનું તર્પણે ઇન્દ્રિયો તણા :
'અહં' યજ્ઞતણા સૌને લેખવે જડઇંધણા!

સત્ય ને માનવતાની પ્રતિષ્ઠા લેશ ના મળે :
વિશ્વભક્ષંત કાળાગ્નિ સહસ્રજ્વાલ થૈ બળે!
છતાં યે માનવી એમાં અંઝાઇ, આથડે, દડે :
વિનાશી રૂપના તર્ષ્યા પતંગો અગ્નિમાં પડે!

તમે દીઠું બાપુ, વિભુવર-રચ્યું નંદનસમું
જગત્ પલ્ટાયેલું રુધિરભર સંહાર-ઘરમાં,
સશક્તોને હાથે જહિં સતત રેંસાય નબળાં
જહિં આક્રંદોનો અફળ ધ્વનિ આકાશ ભરતો!

સત્તામાં સત્ય જોવાની આ અરાજકતા બધી
રાજ્યતંત્ર સમાજે ને ધર્મમાં યે થતી છતી!
વ્યક્તિઓ વ્યક્તિઓ વચ્ચે, રાષ્ટ્રો વચ્ચે પુરાતન
શોણિતાર્દ્ર થયાં ઊભાં ઘોર હિંસાતણાં વન!
પૂર્વે ગાંડિવધન્વાએ ખાંડવને પ્રજાળિયું :
તમારે વણગાંડિવે હિંસાવન પ્રજાળવાં!

'કાંટાતણો એક ઉપાય કાંટો'
વદંત સૌએ વ્યવહારદક્ષઃ
એ સૂત્રપોઢી જડતાની પ્રત્યે
તમે સદા દોર્યું સહુનું લક્ષ!

પરંતુ જે દીઠાં નો'તાં સતત્રેતા વળી દ્વાપરે
એવાં તોતિંગ સામ્રાજ્યો રચાયાં કલિઉમ્બરે!

એકેક એ અસુરકેરી ઇમારતોના
આધારસ્તંભમહીં ઊભી અઘોર હિંસાઃ
આમૂલશાખ, મુકુલે, કુસુમે, ફળે જો
હિંસા તણો રગત-રંગ રહ્યો સીંચાઇ!

એવાને આપમાં બાપુ, કાળની ઝાંખી થાય તો
નવાઇ શી? ઉષા દેખી જો અંધાર મુંઝાય તો!
પ્રેમમૂર્તિ ઇસુમાંહી બીજ ક્યાં નિજ નાશનું
રૂમી સામ્રાજ્યના મૂઢ લોચને નિરખ્યું ન'તું!

ને ભૂમિપે યદુકુલમણિ ઉતર્યા યે હતા ના
તેની પ્હેલાં જીવનભરના પાપના સંચયોની
મૃત્યુભીતિ પ્રગટ કરતી, કારમી કાળચીસ
જેવી કંસે સુણી ન હતી શું ઘોર આકાશવાણી?

તમે ઊગ્યા અને સજ્જ સૈન્યો આસુર સૌ થયાં
આયુધો ઊંચકી સૌયે યથાસ્થાને ખુંતી ગયા!
પાર્થના પુત્રને કાજે રચાયો ચક્રવ્યૂહ જે
વર્ણવ્યો વ્યાસજીએ તે ઝાંખો આની કને પડે!

અગ્નિના તણખા જેવા અભિમન્યુતણે કરે
મૃત્યુવર્ષન્ત કો દંડ તાંડવે ચડી ઉછળે!
અહીં શસ્ત્રાસ્ત્ર નામે ના અમન્યુ, આપને કરે!
ચક્ર છે એક! હા! તે તો અમીને વર્ષતું ફરે!

વળી ધૃતરાષ્ટ્રના પુત્રો કને શસ્ત્રો હતાંય શાં:
ગદા ને અસિ ને ફર્શી, શર ને સાંગ ને છરા!
અરે, જે નવશસ્ત્રોની સામે ઝૂઝવું આપને:
તે સૌ પાસે બિચારાં એ: પહોંચે શે કીટ સાપને!

તોપો ટૅંકો વિમાનો ને આભથી અગ્નિ વર્ષતો
વ્યોમ ને વસુધા કંપે ને અંભોધિ ય કંપતો!
પરંતુ કોડિયાંને કે, બીજા સામાન્ય દીપને
બુઝાવે જે મહાઝંઝા તે નિરર્થ રવિ કને!

છતાંયે આભને જ્યારે ઘેરે છે ઘનની ઘટા
ત્યારે થાયે ઘડી લુપ્ત સહસ્રરશ્મિની છટા!
આ ઘનાદિત્યસંગ્રામો વીલોક્યા જેમણે સદા
તેજધ્વંસતણી શંકા ના ઉરે તેમને કદા!

આપ છો બાપુ, અત્યારે, ઘનકારાગૃહે ગ્રસ્યા:
અમારાં ચક્ષુ સામે તો તેજપ્રાસાદમાં વસ્યા!

# આશા

મંડાયા ઓચ્છવો મેલા માનવ્યશત્રુને ઘરે:
દૈત્યોની ઘોર ગાજન્તી આરતી આજ ઉતરે!
આનંદે ઉલ્લુકો ગાયે ગીતો તિમિરરાજનાઃ
દર્પે શંખો ફુંકાયે સૌ હિંસા-સૈન્ય સમાજના!

અભિનન્દે જયોન્મત્ત અસુરો એકમેકને:
"શી છે ગુંજાશ આત્માની, ભુજાઓઆપણી કને?
ધરા છે વિશ્વમાં શ્રેષ્ઠ: ધરામાં શ્રેષ્ઠ માનવીઃ
ને તેમાં આપણે શ્રેષ્ઠ-વિશ્વકર્તાતણી છવિ!
સત્ય ને ન્યાય ને ધર્મ ને એવા શબ્દ સેંકડો
સર્જ્યાં છે શકિતહીનોએ ઢાંકવા નિજનો સડો!"

અને ધાયાં એ સૌ ધરણીતણું લેવા ધણીપણું
દિધેલાં વિજ્ઞાને નિજ ભુજ ગ્રહી શસ્ત્ર નવલાં;
ફુંફાડીને જાગી સકલ જગનો ગ્રાસ કરતી
મહાહિંસા કેરી અયુતફણ જવાળા ભુજગ શી!

યુધ્ધો મોટાં, ઉરો નાનાં, વાસનાવન્હિ પ્રજવળ્યો
બિન્દુમાં સિન્ધુનો ક્ષોભઃ નિહાળી મેરૂ યે ચળ્યો!

મેરુ ચળ્યો, સૂરજ સોમ બૂઝયા:
માઝા મુકી સાગર–વ્યોમ ખીજ્યાં:
પૃથ્વી નિજસ્થાન થકી ખરીને
બ્રહ્માંડની બા'ર ચડી હિંડોળે
(એવી ઉરે જન્મતી ભીતિ દારુણ!)

પ્રકૃતિ વિકૃતિ પામે આવા ઉત્પાત સંભવે,
સંભવે ક્ષોભ નામે ના પ્રભુના સંતને ઉરે!
પ્રકૃતિ વિકૃતિ કેરા દારુણોત્પાત દેખીને
અંતરે દ્રવિયા બાપુ; દ્રવ્યા, પણ ડગ્યા નહિ!

શ્રદ્ધા સ્રષ્ટા તણી લૈને, જનેતાની સહિષ્ણુતા,
મૃત્યુની વીરતા લૈને, લૈ આનન્ત્યની સ્વસ્થતા
આસુરી શકિતઓ કેરા એ વા–વંટોળમાં તમે
ઊભા બાપુ, ઉરે જાપ જગન્માંગલ્યના રમે!

સત અસતના સંગ્રામો ના નવા, ન નવાઇના,
સત અસતને હાથે પામ્યું નિરંતર યંત્રણા!
પણ જીવનમાં બાપુ, આપે સદર્થે જ જે સહ્યું:
ઉર થરથરે સંભારી તે: ન જાય મુખે કહ્યું!

દીધી કાયા દધીચિએ: ઇન્દ્રને વજ્ર સાંપડ્યું:
હણાયો વૃત્ર: દેવોનું સવ સૌભાગ્ય ઉઘડ્યું!

અહીં દધીચી ય તમે, તપસ્વિ,
તમે જ વજ્રે, મઘવા ય છો તમે!
ને વૃત્ર કેવો? વધ પામતા છતાં
નવાં નવાં રૂપ ધરી વિલાસતો!

# આશા

મંડાયા ઓચ્છવો મેલા માનવ્યશત્રુને ઘરે:
દૈત્યોની ઘોર ગાજન્તી આરતી આજ ઉતરે!
આનંદે ઉલ્લુકો: ગાયે ગીતો તિમિરરાજના:
દર્પે શંખો ફુંકાયે સૌ હિંસા–સૈન્ય સમાજના!

અભિનન્દે જયોન્મત્ત અસુરો એકમેકને:
"શી છે ગુંજાશ આત્માની, ભુજાઓ આપણી કને?
ધરા છે વિશ્વમાં શ્રેષ્ઠ: ધરામાં શ્રેષ્ઠ માનવી:
ને તેમાં આપણે શ્રેષ્ઠ–વિશ્વકર્તાતણી છવિ!
સત્ય ને ન્યાય ને ધર્મ ને એવા શબ્દ સેંકડો
સર્જ્યાં છે શક્તિહીનોએ ઢાંકવા નિજનો સડો!"

અને ધાયાં એ સૌ ધરણીતણું લેવા ધણીપણું
હિધેલાં વિજ્ઞાને નિજ ભુજ ગ્રહી શસ્ત્ર નવલાં;
ફુંફાડીને જાગી સકલ જગનો ગ્રાસ કરતી
મહાહિંસા કેરી અયુતફણ જ્વાળા ભુજગ શી!

યુદ્ધો મોટાં, ઉરો નાનાં, વાસનાવન્હિ પ્રજ્વળ્યો
બિન્દુમાં સિન્ધુનો ક્ષોભ: નિહાળી મેરુ યે ચળ્યો!

આવી વૃત્ર તણી માયા, ને આવું તપ આપનું :
પુણ્યની ક્ષીણ કાયા...ને આવું સામર્થ્ય પાપનું !

નિહાળી કોઇ વેળા તો ધીરા ને ગભીરાય તે
વિમાસે : સાચું શું તે જ—ચખે જે નિરખાય તે !
બુદ્ધ ને ઇસુ ને કૃષ્ણ : સ્વપ્નો માનવીનાં હશે ?
કુલેકું પંચભૂતોનું સદા આમ વહ્યું જશે !

કુંજ કે પંક ? આત્મા કે આભા ઇન્દ્રિયગ્રામની ?
સત્ય શું ? કામતૃષ્ણા કે પ્રતિષ્ઠા આત્મરામની ?
ઉર-દૌર્બલ્ય-પ્રેરન્તા સહુ એ ક્ષુદ્ર સંશયો
આપના જીવને બાપુ, સર્વથા છે શમાવિયા !

"સખે કલ્યાણકારીની દુર્ગતિ ના થતી કદી :"
વાવિયાં પ્રેમનાં બીજો ઉગવાનાં જ એક દિ' !
સુધાસંદેશ શ્રીકૃષ્ણે પાયો'તો કુન્તીપુત્રને :
જગને સંશયે ઘેર્યાં—પાયો તે જ ફરી તમે !

તમે સંહારથી ત્રાસ્યાં જગની એક આશ છો :
અન્ધારે પન્થભૂલેલી પૃથ્વી કેરા પ્રકાશ છો !
સ્વપ્ન છો નિદ્રિતો કેરું, બધ્ધોનું મુક્તિગાન છો :
ઝૂઝંતા જાડ્યજૂથો શું સ્રષ્ટાનું અભિમાન છો !

સત્યનું કાવ્ય છો, બાપુ, કાવ્યનું સત્ય છો તમે !
ઝંખતી કાવ્યને સત્યે સૃષ્ટિ આ આપને નમે !

—.